રાષ્ટ્રીય ગ્રંથમાળા—મણકો ૫ મો.

# બાલ-વાડી

## ( ભાગ બીજો )

ધોરણ બીજા અને ત્રીજા માટે



રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય—સુરત.

કીં. ૦-૨-૬

કારાગ્રહવાસી

મહાત્મા ગાંધીજીના

ચરણકમળમાં ભક્તિભાવપૂર્વક

સમર્પણ.



# सा विद्या या विमुक्तये ।

રાષ્ટ્રીય શાળાઓના ઉપયોગ માટેની આ સંગ્રહની ત્રીજી આવૃત્તિ કશા પણ ફેરફાર સિવાય પ્રકટ થાય છે. સંગ્રહમાં મદદ કરનાર મિત્રો અને કવિતાઓના લખનારાઓનો આભાર.

કલ્યાણજી

# બાલવાડી
## (ભાગ ૨જો)

(ધોરણ બીજા માટે)

ખંડ ૧લો

૧

### ઈશ્વરની સ્તુતિ

(પ્રભાત)

આપજો આપજો, સારૂં સઘળું મને,
હે પ્રભુ, આજ આખા દિવસમાં;
બાલ ગણી વા'લ મારા ઉપર આણજો,
જેથી હું રહું બધો દિવસ સુખમાં. ૧

આપજો આપજો બુદ્ધિ બહુ આપજો,
રાખજો મારૂં આ શરીર સારૂં;
આપજો આપજો સારી મતિ આપજો,
જેથી હું કામ ન કરૂં નઠારૂં. ૨

**આપજો આપજો સદ્‌ગુણો આપજો,**
આપજો વળી બહુ શુભ વિચારો;
આપજો આપજો આપની ભક્તિ ને,
આપજો વળી મને સંગ સારો. ૩
આપજો આપજો મીઠી વાણી મને,
રાખજો મારૂં મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો,
સૌની સેવા કરૂં જેથી ઝાઝી. ૪
સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા,
જેથી મળશે મને જે હું માગું;
માગ્યું નથી સારૂં જે તેહ પણ આપજો,
એટલું બોલી હું પાય લાગું. ૫

શ્રીમદ્ ઉપેન્દ્ર

---

## ૨

## કૌશલ્યા અને રામ

(રાગ–ગોડી)

ત્યારે માતા કૌશલ્યાજી બોલિયાં હો વા'લારે,
તને નહીં જાવા દઉં વંન, કુંવરજી કાલારે.
ઘણી કોમળ છે તારી દેહડી, હો વા'લારે;
મારા લાડકવાયા તંન, કુંવરજી કાલારે.

તુંને ગુપ્ત રાખું મારી વાડીમાં, હો વા'લારે;
બીજું અવર ન જાણે જેમ, કુંવરજી કાલારે.
મેં તો તુજ વિના રે રેવાય નહિ, હો વા'લારે;
મુને મૂકીને જાશો કેમ, કુંવરજી કાલારે.
વનમાં વનફુળ કેમ પહેરશો, હો વા'લારે;
તજી વસ્ત્ર આભૂષણ સાર, કુંવરજી કાલારે.
એવાં વચન શુણી બોલ્યા રામજી, હો માતારે;
તમે ધીરજ રાખો મંન, શુણો સુખદાતારે.
પાછો આવીશ થોડા દિવસમાં, હો માતારે;
આપો આજ્ઞા હું જાઉં વંન, શુણો સુખદાતારે.
મારે આજ્ઞા પિતાની પાળવી, હો માતારે;
રહેવું ચૌદ વરસ વન માંહે, શુણો સુખદાતારે.
અવધ વિત્યા પછી નહિ રહું, હો માતારે;
વહેલો આવીશ નિજ પુરમાંહે શુણો સુખદાતારે.

ગિરધર

---

૩

## સવારનું વર્ણન

(રાગ—ભેરવી)

જાગ મુજ વા'લા બાળ, પંખી વન બોલે—ટેક.
વા'ણું વાયું વીતી રાત, પૂર્વે થયો ઝગઝગાટ;
રંગ દીસે ભાત ભાત, ઝાડ પાન ડોલે—જાગ.

કૂકરે કૂક કૂકડા, કા કા કરે કાગડા;
મેના પોપટ કૂટડા, મોર મધુર બોલે—જાગ.
ચંદ્ર તેજ ફીકું પડયું, તારા તેજ ઉડી ગયું;
ચોર મોઢું કાળું થયું, ખુણાખાંચા ખોળે—જાગ.
ભકતજનો ધરે ધ્યાન, ગવૈયાઓ કરે ગાન;
દાતા દીએ રૂડું દાન, મુલ્લાં બાંગ બોલે—જાગ.
સુરજ તણો ઉદય થયો, રાતનો અંધકાર ગયો;
ભ્રમર ગૂં ગૂં કરી રહ્યો, કમળપત્ર ખોલે—જાગ.
તડકો જેમ વધતો જાય, માણસો ઉમંગી થાય;
આકાશે પંખેરૂં ધાય, ઢોર ચારો ખોળે—જાગ.
ઝાડ વેલી ફળ ને ફૂલ, ધીમે ખીલે નહિ ભૂલ,
ખાવા જાય તાજાં તુલ, પક્ષી બહુ ટોળે—જાગ.
ઉઠ વીરા મગન થઇ, પ્રભુ કેરૂં નામ લઈ;
વાંચ પાઠ ધ્યાન દઈ, એમ માત બોલે—જાગ.

(બીજી ચોપડી)

---

૪

## સાચના સિપાઈ

અમે સાચના સિપાઈ, અમે સાચના સિપાઇ;
સાચ અમારી તરવારે ને સાચની બાંધી સવાઇ;
અમે સાચના સિપાઈ!

સાચ અમારા લડવૈયા તે લડશે સાચ લડાઇ;
અમે સાચના સિપાઈ!
સુણો અમારાં બ્યૂગલ વાજે, સાચની હાક છવાઇ,
જુઓ અમારી ધજા ફરફરે, સાચની લહેરો વાઇ;
જામે સાચનું લશ્કર સઘળે, આવો તમો ભાઇ,
અમે સાચના સિપાઈ.

કવિ નાનાલાલ

---

૫

## સૂરજને નમસ્કાર

નમીએ, સૂરજ સુખ કરનાર!
અગ્નિ સમા પ્રભુના અવતાર!
પ્રાણી પદાર્થ વિષે વસનાર!
અજવાળાં આંખે ભરનાર!
ચાંદલીઓ તારલીઆ દીપ,
સૌ તમારાં જૂજવાં રૂપ.
રમીએ :ને કરીએ કલ્લોલ,
તમ અમી નજરે રહી રસબોળ.
તન તોડી કરીએ પરમાર્થ,
એવાં બળ દેજો તપ માટ.

અમને ઉજાળજો રવિરાય,
કરી આરતી પડીએ પાય.
લલિત

---

૬

## તારો

(ચોપાઇ)

તારા ચળક ચળક તું થજે,
મુજ મન કૌતુક કંઇ ઉપજે;
કોણ હઈશ તું ઉજળે નૂર,
આ જગમાં ઉંચો અતિ દૂર.
ને ચળકતો વ્યોમની વિષે,
હીરા સરીખો તું કંઈ દિસ;
તુજ સરખા નભમાંહી અસંખ્ય,
ચળકે તારા ઉજ્જવળ અંગ.
આખો દિન નભમાં સંતાય,
સાંજે નીકળે ઘરથી બધાય;
એક પછી એકજ આવતા,
કૌતુક નજર નીચે નાખતા.
કોઈ મધુર લોચન સ્થિર ધરી,
કો હસતા ચમકારા કરી;

તારા નીરખી રહે મુજ ભણી,
થાકું એ તો ગણી ગણી.
અખંડ રાત્રિ રહી જાગતો,
તરતાં નભમાં નવ થાકતો;
તારા ચળક ચળક તું થજે,
પછી સિન્ધુમાં ડૂબી જજે.

નરસિંહરાવ

---

## ૭
## વાદળની ગાડી

( સવૈયા )

પાણીનાં ફીપાં કંઇ નાનાં
રહેતાં સાગર ઘેર;
એક વખત ફરવા હરવાને.
ધાર્યું મન શુભ પેર.
વાદળની ગાડી ત્યાં કીધી,
પવને હાંકી પૂર;
જંગલ ગામ ઉપર થઇ ચાલ્યાં
ફરતાં હરતાં દૂર.
પણ તેઓ તો હતાં ઘણાં
ઓ ! ગાડી ભાગી એમ,

ને ગભિરાઈ બિચારાં નીચે
તૂટી પડયાં ત્યાં તેમ !
પછી લીલ ને ઘાસ મહીં તો
ભટકયાં તે બહુ પેર,
ને છેવટ નદી એક લઇ ગઈ
તે સહુને ફરી ઘેર.

ખબરદાર

---

## ૮
## ખેડુત
(રોળાવૃત્ત)

રે ખેડુત તું ખરે જગતનો તાત ગણાયો;
આ સઘળો સંસાર પાળતો તુંજ જણાયો.
કપાસ, ફળ, ફુલ, ઘાસ, ધાન્યને તું નીપજાવે;
અન્ન ખાય સહુ જીવ, ધરે જન વસ્ત્રો ભાવે.
સહે તાપ વરસાદ વળી બહુ મે'નત કરતો;
રહે શરીરે લકુ સદા સંતોષે ફરતો.
ઉત્તમ ખેતી ખરે વળી તે પર ઉપકારી;
ખરી ખંતથી દીએ, જગતને શીખ તું સારી.

(બીજી ચોપડી)

---

૯

## કુહાડી

(ભૂજંગી છંદ)

પિતાની કુહાડી લઇ બાળ નાનો,
બન્યો ભાયડો હોય બા'દુર શાણો;
કરે ઘાવ કાપે કંઈ ચીજ બાળે,
ગયો ખેલતો ગામ ઝાંપે તળાવે.—૧
હલાવ્યું જરા માછલે નીર તાંહી,
નિહાળ્યું કંઈ બાળકે પાણી માંહી;
ડર્યો બાળ દીલે પડી તો કુહાડી,
રડયો તે ઘડી ત્યાં બહુ ચીસ પાડી.—૨
સદા પાણીમાં ઝુલતાં ને સમાતાં,
સુણી સાદ આવ્યાં ભલાં દેવી માતા;
વદે દેવી લે આ રૂપાની કુહાડી,
કહે બાળ માતા નથી એવી મારી.—૩
બીજી વાર સોનાની લાવી બતાવી,
નહિ એ કહે બાળ માથું હલાવી;
મને તો ગમે મારી સારી કુહાડી,
ભલાં માત દો પાણી માંહેથી કાઢી.—૪

(દોહરા)

દેવીએ કાઢી દીધી, બોલી બાળક સાથ,
સુખ સંપત હોજો તને, મે'ર કરે જગનાથ.

(બીજી ચોપડી)

## ૧૦
## માનું બાળક
(સવૈયા)

તારૂં મા બાળક ના હોઉં,
પણુ કુરકુરીઉં નાનું,—
તારા ભાણામાંથી મોઢું
ભરી જાઉં છાનું માનું—
સાચે સાચું કહી દેજે
કંઈ રાખીશ ના સંતાડી;
હૈડ કહીને હાંકી મેલત
તો શું અમને માડી ?
જા મા ત્યારે જા જાની તું,
ઉતાર અમને ખોળેથી તું;
જા, નહિ જમીએ હાથે તારે !
જા, નહિ જમીએ ભાણે તારે !
તારૂં મા બાળક ના હોઉં,
હોઉં પોપટ પંખી;
ઉડી જાઉં ક્યાંક કદાપિ
એવું મનમાં ઝંખી—
પીટયું પોપટડું કહી અમને
પૂરત પાંજરે માડી ?

ઉતાર અમને ખોળેથી તું !
લાડ નહિ અમને કરતી તું!
તારે ખોળે જા નહિ બેસું !
વનવગડામાં જઈને રહેશું!
(રવિ બાબુ: ભાષાંતર—જુગતરામ દવે)

---

## ૧૧

## આળસુનો સરદાર

(મનહર)

બોરડીના ઝાડ નીચે, આળસુનો સરદાર,
લાંબો થઈ સુતો હતો, કરને પ્રસારીને.
એટલામાં છાતી પરે બોરડીથી બોર પડયું,
મુખમાં મુકાય નહિ, જુએ ધારી ધારીને.
ઉંટે ચડી એક જણુ, જતો હતો તેને કહ્યું,
બોર મૂખે મૂક મારા, નીચે તું પધારીને.
પેલો બોલ્યો–ઝટ જવું, ત્યારે સૂતા જને કહ્યું,
"ઉંટવાળા ! આળસુ તું !" બોલ્યો બૂમ મારીને.
ઉંટવાળો બોલ્યો પછી, આળસુ હું કે તું અલ્યા
હાથે બોર ઝાલી મુખે, મૂકતાં શું થાય છે ?

ઉંટેથી ઉતરી નીચે, બોર ખવરાવું તુને,
કામ મારૂં ચૂકું, તારા હાથે શું દુઃખાય છે ?
અંગે કંઈ રોગ નથી, માતેલો તું મારા થકી.
આળસુ કહેતાં મને, બોલતાં લજાય છે ?
શંકર કહે છે બોરવાળા જેવા બેવકુફ;
છુપાવી પોતાના દોષ, શીખ દેવા જાય છે.

મણિકાન્ત

---

## ૧૨

## થોડે થોડે જાણો

(દોહરો)

ભણતાં પંડિત નિપજે, લખતાં લહીઓ થાય;
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય.—૧

પોપટ પણ અભ્યાસથી, શીખે બોલતાં બોલ;
કાયર થઈ આળસ કરે, તેનો કંઈ નહિ તોલ.—૨

કૂવા ઉપરના કઠણ જે, પાકા કાળા પા'ણ;
દોરડીએ છેદાય છે, એ લેવું એધાણ.—૩

દલપતરામ

---

## ૧૩

## નદીનું વર્ણન

સુંદર સરિતા જુઓ, ભરેલી નિર્મળ નીરે,
નાનાં મોટાં તરૂ ઉગેલાં તેને તીરે,
રંગીત ચિત્ર વિચિત્ર, માછલાં ગમ્મત કરતાં,
લીલું લીલું ઘાસ, પશુ કિનારે ચરતાં,
સુંદર શોભા સૌ નગરની. નદીથી નિશ્ચય જાણીએ,
ના'વણ ધોવણ જળપાનનું મોટું સુખ પિછાણીએ.

---

## ૧૪

## મારો રેંટીઓ

(વ્હાલા વેગે આવોરે-એ રાગ)

ધીરો ધીરો ચાલેરે
મીઠો મીઠો ગાજેરે
રૂડો મારો રેંટીઓ હોજી.
એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર,
ધીરો ધીરો ચાલેરે.

૧૪

સાખી:—

ત્રાક રૂડી પંખા રૂડા, ઉજ્જવળ તેમાં નાથ;
ઉજ્જવળ પુણી આપતી, ઉજ્જવળ મારા હાથ;
દેશે મારા દેશને
(સૌ) ઉજ્જવળ ઉજ્જવળ સાથ;
દુ:ખો સહુ હરતોરે,
અભયપણે ફરતોરે
રૂડો મારો રેંટીઓ હોજી.
ધીરો ધીરો ચાલેરે,
મીઠો મીઠો ગાજેરે
રૂડો મારો રેંટીઓ હોજી.

વરતેજવાળા

---

૧૫

(ધનાશ્રી)

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ!
સૌનું કરો કલ્યાણ—ટેક૦
માણુસ પશુ પંખીની સાથે
જંતુ જીવ તમામ—દયાળુ પ્રભુ૦

જગના વાસીઓ સૌ સુખ ભોગવે,
આનંદ આઠે જામ—દયાળુ પ્રભુ૦
દુનીઆમાં દર્દ દુકાળ પડે નહિ,
લડે નહિ કોઇ ગામ—દયાળુ પ્રભુ૦
સર્વ જગે સુખકારી વધે ને
વળી વધે ધન ધાન્ય—દયાળુ પ્રભુ૦
કોઇ કોઇને બૂરૂં ન ઇચ્છે,
સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ પ્રભુ૦
પોત પોતાના ધર્મ પ્રમાણે,
સર્વ ભજે ભગવાન—દયાળુ પ્રભુ૦

---

રામ લક્ષ્મણ જાનકી
જે બોલો હનુમાનકી.



## ૧૬
## ફૂલવાડી

ખાલી જગ્યા ખોળીએ, કણી મુકવા કામ;
કયાંએ જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ.

* * *

કોયલ નવ દે કોઇને, હરે ન કોનું કાગ;
મીઠાં વચનથી સર્વનો, લે કોયલ અનુરાગ.

* * *

ચંદન ને વળી શેલડી, જાતે વેઠી દુઃખ;
વાસ મધુર રસ આપીને, પરને દેતાં સુખ.

* * *

માખી કીડી કરોળીઆ, અલ્પ જીવ છે તોય;
રહે કદી નહિ આળસુ, યાચે કદી ન કોય.

* * *

શરીરે સુખી તો સુખી સર્વ વાતે;
શરીરે દુખી તો દુખી છે સદા તે.

* * *

ખેડ ખાતર ને પાણી, કરમને લાવે તાણી.

* * *

કરમ વિનાનો ખેતી કરે, બળદ મરે કે સુકવાણું પડે.

* * *

કોદરા કહે મારો ખડ દાણો, મારે માથે છોડાં;
મારો ખપ ક્યારે પડે કે વરસ આવે ખાંડાં.

* * *

ઉધાર અને ઉકરડાને વધતાં વાર શી ?

## ઉખાણાં

વાચા વિણ બોલ્યા કરે, ચાલે છે વિણ પગ;
કાંટા પણ વાગે નહિ; જેને જાણે બધું જગ ?

—ઘડિઆળ

પશુ નહિ પણ ચાર પગ, એક વાંસો બે શિશ;
બાળક તેના પેટમાં, શી વસ્તુ તે કહીશ ?

—ઘોડીઉં

નગરમાં નાગી ફરે વનમાં પહેરે ચીર;
તમે લાવજો મારા સગી નણંદના વીર ?

—સોપારી

નારી પણ નિર્બળ નહિ, કાળી પણ નહિ કોલ;
વસે દરે સાપણ નહિ, ઉત્તર એનો બોલ ?

—તલવાર.

બાઇ રે બાઇ મેં ઠેકતો દીઠો.

—'મૃગ હશે.'

મૃગલો તો હોય શીંગો—

—'ઘોડો હશે.'

ઘોડો તો હોય પૂંછો—

—'દેડકો હશે.'

દેડકો તો જળમાં રહે
પણ આ તો પોતાના થળમાં રહે—

—ત્યારે તો 'ચાંચડ.'

## કહેવતો

ઝાઝા હાથ રળિયામણા
સંપ ત્યાં જંપ.
ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન.
સાપ ગયા ને લીસોટા રહ્યા.
અનાડી નિશાળીઆને વતરણાં ઘણાં.
દૂધનો દાઝયો છાસ ફૂંકી ફુંકીને પીએ.
શેરને માથે સવાશેર.
ઉલટો ચોર કોટવાળને દંડે.
અજાણ્યો ને આંધળો બરાબર.
કાગડાની કોટે રતન.
જાનમાં કોઇ જાણે નહિ ને હું વરનો બાપ.
છાસમાં માખણ જાય ને વહુ ફુવડ કહેવાય.
મોરનાં ઇંડાંને ચીતરવાં પડે ?
ડુબતો માણસ તરણું ઝાલે.
ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ.
ભાગ્યશાળીને ત્યાં ભૂત રળે.

# ખંડ ૨ જો.

## ( ધોરણુ ત્રીજા માટે )

૧

### જાગને જાદવા !

( પ્રભાતીઉં )

જાગને જાદવા કૃષ્ણુ ગોવાળીઆ,
તુજ વિના ધેનમાં કોણુ જાશે ?
ત્રણસેંને સાઠ ગોવાળ ટોળે મળ્યા,
વડોરે ગોવાળીઓ કોણુ થાશે ?
દહીં તણાં દૈથરાં ઘી તણાં ઘેબરાં,
કઢિયલ દૂધ તે કોણુ પીશે ?
હરિ તાર્યો હાથીઓ કાળીનાગ નાથીઓ,
ભૂમિનો ભાર તે કોણુ લેશે ?
જમુનાને તીરે, ગૌધણુ ચરાવતાં,
મધુરી શી મોરલી કોણુ વાશે ?
ભલે નરસૈંયો તારા ગુણુ ગાઇ રીઝીએ,
બુડતાં બાંહ્યડી કોણુ સ્હાશે ?

નરસિંહ મહેતો

## ૨

## ઇશ્વરની સ્તુતિ

( ભૂજંગી )

અહો નાથ ! ઉભા અમે હાથ જોડી,
    કરો રંક સામે કૃપા દૃષ્ટિ થોડી;
સદા તાપ ને પાપથી તો ઉગારો,
    અમે માગીએ ઇશ એ પ્રેમ તારો.
ઉગ્યો સૂર્ય તો પૂર્વમાં પૂર તેજે,
    ગઈ રાત વીતી જુઓ વાત સે'જે;
પ્રભો ! તું વિના કોણ સંભાળનારો ?
    અમે માગીએ ઇશ એ પ્રેમ તારો.
પશુ પક્ષી ને પ્રાણીઓ કામ લાગ્યાં,
    પડી એમ ઉદ્યોગમાં સુખ માગ્યાં;
અમારી પ્રભો ! બુદ્ધિ વિદ્યા વધારો,
    અમે માગીએ ઇશ એ પ્રેમ તારો.
કુડાં દુઃખ કાપી રૂડાં સુખ આપો,
    અમારા શિરે નાથજી હાથ થાપો;
સુખે જાય આ આજનો દિન સારો;
    અમે માગીએ ઇશ એ પ્રેમ તારો.

ખબરદાર

## ૩

## યાચના

(ગઝલ)

અમારા બાહુમાં બળ દે, અહોનિશ દેશહિત કરવા;
અમૂલું બુધ્ધિનું બળ દે, અનેરાં દેશહિત કરવા.
અમોને ધૈર્ય ને શાંતિ, સદા દે દુઃખ સહવાને;
દયા દે ઉંડી હૃદયે તું, દીનોનાં દુઃખ દહવાને.
સતત ઉદ્યોગ દે અમને, જીવનની ઉન્નતિ કરવા;
હજારો હુન્નરો દેજે, ગરીબી દુઃખ દૂર કરવા.
મુસલમાનો અને હિંદુ, બધામાં સંપ તું દેજે;
ઉંડો ઉત્સાહ ને આશા, વળી આસ્થા ભરી દેજે.
તજાવી દેહની પરવા, સદા દે દેશની પરવા;
ગરીબી યા અમીરીમાં, સદા જનસેવ તું દેજે.
વળી વિચાર વાણી ને, સદા દે ઐકય આચારે;
સદા દે ઇષ્ટની સિધ્ધિ, સદા ઉત્સાહ વિચારે.
દયાળુ ઇશને યાચું, અમોને સદ્‌ગુણો દેજે;
સદા જનસેવ એ પ્યારૂં, અમારૂં સૂત્ર તું કરજે.

મણિલાલ મોતીલાલ

૪

# ગુણવંતી ગુજરાત

( ગરબી )

ગુણવંતી ગુજરાત ! અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત. ધ્રુવ

મોંઘેરા તુજ મણિમંડપમાં ઝુકી રહ્યાં અમ શિશ;
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વીરોની વા'લી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત;
અમારી ગુણવંતી ગુજરાત !

હિંદુ, મુસલમીન, પારસી સર્વે માત ! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવ રંગે કરીએ સેવા સહુ કાળ.
અમારી ગુણવંતી ગુજરાત ।

ખબરદાર

## ૫

# વંદન તેને વારંવાર

પ્રભુ પિતાથી જે ડરનાર, સત્ય ધર્મને આચરનાર;
દેશ કાજ જીવન જીવનાર, વંદન તેને વારંવાર. ૧
સ્વતંત્રતા જીવન ભરનાર, ટેકીલો શૂરો સરદાર;
કર્તવ્યે મસ્તક મૂકનાર, વંદન તેને વારંવાર. ૨
ભુખ્યાંને ભોજન દેનાર, તરસ્યાંને પાણી પાનાર;
થાક્યાંના શ્રમને હરનાર, વંદન તેને વારંવાર. ૩
બળીયાથી જે નહિ ડરનાર, દુર્બળની સેવા કરનાર;
દુખિયાંનાં આંસુ લો'નાર, વંદન તેને વારંવાર. ૪
ધાવણ અમૃતનાં દેનાર, પ્યાર કરંતી અપરંપાર;
માતા જન્મતણી દાતાર, વંદન તેને વારંવાર. ૫
પિતાજી પાલનના કરનાર, ઠેકાણે પાડી ઠરનાર;
સન્મારગમાં દોરવનાર, વંદન તેને વારંવાર. ૬
જ્ઞાન–દાન ઉજળાં દેનાર, અંધારાં અળગાં કરનાર;
ગુરુદેવ જગતારણહાર, વંદન તેને વારંવાર. ૭
પ્રાણદાનનો જે દાતાર, જગ આખાનો પાલનહાર;
સમર્થ શ્રી પરવરદિગાર, વંદન તેને વારંવાર. ૮

ભૂમિપુત્ર

૬

## નાગદમન

જળ કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે,
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે—ટેક.

કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચે તારો કાળજ ખુટયો, અહિંયાં તે શીદ આવિયો–૧

નથી નાગણુ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શિશ હું હારિયો–૨

રંગે રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો–૩

મારી માતાએ બેહુ જનમિયા, તેમાં હું નટવર નાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનડો–૪

લાખ સવાનો મારો હાર આપું, આપુ રે તુજને દોરીઓ;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ–૫

શું કરૂં નાગણુ હાર તારો શું કરૂં તારો દોરીઓ;
શાને કારણુ નાગણુ તારે, કરવી ઘરમાં ચોરીઓ–૬

ચરણુ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાળક આવીઓ–૭

બેઉ બળિયા સાથે વળગિયા, કૃષ્ણે કાળીનાગ નાથીઓ;
સહસ્ર ફેણુ ફૂંફવે જેમ, ગગન ગાજે હાથીઓ–૮
નાગણુ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુ:ખ આપશે;
મથુરા નગરીમાં લઈ જશે, પછી નાગનું શિશ કાપશે–૯
બેઉ કર જોડી વિનવે, સ્વામી ! મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને–૧૦
થાળ ભરી સઉ મોતીએ, શ્રી કૃષ્ણને વધાવીઓ;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવીઓ–૧૧

નરસિંહ મહેતો

---

૭

## લડાઈની તૈયારી

આવો બાળક બખ્તર સજું, લડાઇમાં લડતાં શીખવું;
ધરો પ્રમાણિકતાની ઢાલ, છાતીની તે લે સંભાળ.
મુગટ સ્વમાન તણો શિર ધરો, તે પર સત્યની કલગી કરો;
ક્ષમા, વીરતા, પ્રેમ, વિવેક, એ હથિયાર ગ્રહો ધરી ટેક.
આ બખ્તર ને શસ્ત્રો વડે, લડતાં સાચે જય સાંપડે;
આ રીત સજ્જ થતાં ભય નહિ, સહાય પ્રભુની મળશે સહી.

નૂતનશ્રી

---

## ૮
## પરઘમચી

પરઘમચી પરઘમચી ! પરઘમ તારી કકડાવ !
તલપે હૈડું અમ થરરર, અરિદળને થરકાવ !
પરઘમચી૦

ઘરરર ઘમ, ઘરરર ઘમ, ઘોર ગજવી ગજાવ !
લૈયા કદમો તુજ હદમાં ફરી ફાળે ઉઠાવ !
પરઘમચી૦

બંસીવાળા રઢિયાળા સૂર શૂરા લલકાર !
જશ ચળકે ! જય ઝળકે ! હૈયું હરખે સરદાર
પરઘમચી૦

હરિલાલ ધ્રુવ

---

## ૯
## સાચો સ્નેહ

મૃગ મૃગલી બે સ્નેહીનો, તરસ થકી જીવ જાય;
ત્યાં થોડું પાણી મળ્યું, જે પૂરૂં એકને થાય.
બેઉ પરસ્પર ચ્હાય કે બચે સ્નેહીના પ્રાણ;
એમ ચહી જળ ના પીએ, કરે જીવ કુરબાન.
સ્નેહ હોય ત્યાં સ્વાર્થ નહિ, નહિ જીવની દરકાર;
સ્નેહી કાજ સ્વાર્પણ બને, તોજ સ્નેહ ટકનાર.

નૂતનશ્રી

# ૧૦

# પશુઓનું પંચ

(રાગ ભૈરવી)

પશુમાં પડી એક તકરાર,
વાદવિવાદ ચલાવા પોતે તુર્ત ભરી દરબાર;
અને ત્યાં બેઠાં નર ને નાર —ટેક

ગાય—કોણ ગુણોની ગણના કરશે ગરીબડી હું ગાય,
વાછરડાં વલવલે બિચારાં ને પય બીજાં ખાય;
જુલમનો તો પણ કયાં છે પાર?—પશુમાં—૧

કુતરો—વફાદાર હું પ્રાણી પ્યારૂં, ખાઈ ધણીનું ધ્યાન,
હલાલ તેનું નીમક કરૂં છું મનમાં રાખી માન;
રાત દિન સેવા છું કરનાર—પશુમાં—૨

ગધેડો—મૂર્ખ માનવી મને હસે પણ કોણ ઉપાડે ભાર,
મણબંધી બોજા લાધે ને ચાલું બીન તકરાર;
કહો જન જાણે કયાં ઉપકાર?—પશુમાં—૩

ઘોડો—તન તોડીને સેવા આપું ખાઉં કદી નહિ હાર,
માલીકને લઇ રસ્તો કાપું કરી પીઠ પર સ્વાર;
કરે છે કોણ કહો દરકાર?—પશુમાં—૪

ઉંટ—મુસાફરીમાં માર્ગ કાપવા કરૂં સફર હું દૂર,
મુજ જળ કાજે જીવ લીએ છે કોઇ મુસાફર ક્રૂર;
કરૂં છું મરતાં પરોપકાર—પશુમાં—પ

હાથી—રાજાની અંબાડી કેરો મુજ પર છે આધાર,
મુજ પગલાંથી શોભે સ્વારી દીપે વળી દરબાર;
શ્રેષ્ઠ છું પશુમાં હું સરદાર—પશુમાં—૬

બકરો—ન્યાય મળે નિર્દોષીને કયાં તલ નહિ આપું ત્રાસ,
તોય તપે છે ખાવા કાજે માણસ મારૂં માંસ;
બનું છું કસાઇ કરથી ઠાર—પશુમાં—૭

બળદ—મુજ બળથી હળ ખેડુત ખેડે મુજપર કુલ આધાર,
હુંજ ઉપાડું બોજ રોજનો વાહન કે વ્યાપાર;
ઘડીનો હોય ન તોય કરાર—પશુમાં—૮

( દોહરા )

ખર, બકરો, ને બળદીઓ, ગજ, ઘોડો, ને ગાય,
પ્રાણી બિચારાં પારકી આશા પર અથડાય;
ખોટાં કામે ખલકમાં દંડે જો દરબાર,
પશુ પંખીને પીડતાં, કોપે નહિ કીરતાર ?

દાદી એદલજી

# ૧૧

## ગ્રીષ્મ ઋતુનો મેળો

( રોળાવૃત )

ઇશ્વરનો મહિમાય, ગ્રીષ્મમાં લીધો નીરખી;
શીતળ ઝાડની છાંય, ફૂલફળ ઝુલે હરખી.—૧
આ આંબો શોભાય, કોકિલા ટહુકા કરતી;
ધરતી તપતી જાય મોગરે સુગંધ ભરતી.—૨

આંબોઃ—

(તોટક)

વનમાં તરૂમાં હસતી રમતી,
દઇ મોર વસંત ગઇ ભમતી;
પછી ગ્રીષ્મ થતાં બહુ કેરી ફળી,
લલચાય જનો લહી લીલી ભલી. ૧
અતિ તાપ પડે થઈ શાખ ખરે,
રસદાર સુકેશરી રંગ ધરે;
જગનું ચિત્ત તે રસથી હરતી,
ખુબી કેરી તણી દીલમાં ઠરતી. ૨

કોયલઃ—

( દોધક છંદ )

ગ્રીષ્મ જુઓ ઉકળાટ ધરે છે,
પંખી વને વન ઉડી ફરે છે;

આમ્રતરૂપર વાસ કરૂં છું,
હું ટહુકે જન ચિત્ત હરૂં છું.
શ્યામ શરીર વડે પરખાઉં,
કોમળ કંઠ વડે વખણાઉં;
સંગીતના સૂર હું સમજાવું,
વાડી મનોહર ખૂબ ગજાવું.

( નારાચ છંદ )

મોગરો:—

જુઓ રૂપેરી બાગ આ દીપે મધુર મોગરે,
કળી ફૂલેલ વેલમાં સુગંધ અંગમાં ભરે.
અનેક પાંખડી પ્રસારી ઝારીરૂપ હું બન્યો,
પ્રફુલ્લ બાળ ગ્રીષ્મનો સહુ જને મને ગણ્યો.

( ઇંદ્રવજ્રા. )

આંબો:—કેરી ભરેલી રસથીજ સારી,
કોયલ—કોકિલ કંઠે વખણાય ભારી;
મોગરો—મીઠી સુગંધી બટ મોગરાની,
સર્વે—રૂડી રસીલી ઋતુ ગ્રીષ્મ જાણી.

(વ.ચનમાળા)

## ૧૨

## સત્ય

(તોટક છંદ)

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાચક નિશ્ચય ઉચ્ચરવું;
નહિ કામ અસત્ય કદી કરવું,
જશથી ઝળકિત જગે ફરવું. ૧

સત બીજથી વૃક્ષ વિશાળ થશે,
ગુણકારી મીઠાં ફળ ઉતરશે;
જન આશ્રય છાંય તળે કરશે,
પરિતાપ જતાં સુખ સૌ મળશે. ૨

સતમાં જગનાં સહુ કાજ વસે,
અસતે જન આફતમાં પડશે;
સત સૂરજ તેજ ઘણું પ્રગટે,
છળ દુષ્ટ મતિ ભય પામી હઠે. ૩

કંઇ જોગથી સત્ય છુપાઈ જશે,
પણ છેવટ સત્ય ઉજાસ થશે;
કદી સૂરજ વાદળથી છુપશે,
છુટી નિશ્ચય તે ફરીથી દીપશે. ૪

સતને નથી આંચ, ન નાશ કદી,
જગ જીતવું સત્ય સદાય વદી;
સત નિશ્ચય ક્લેશ અનેક હરે;
બળ સત્ય સમું નથી અન્ય ખરે. ૫

સતમાં સુખ સાચું સદાય વસે,
સતથી અતિ વિશ્વપતિ રીઝશે;
નથી સત્ય વિના કંઈ ધર્મ બીજો,
જીતી સત્યથી સ્વર્ગ સદાય રીઝો. ૬

મધુવચરામ

---

## મૂછ કે પૂંછ ?

ધરી મૂછ પર હાથ કયાંય શુભ દાન ન દીધું,
ધરી મૂછ પર હાથ કયાંય પરકામ ન કીધું,
ધરી મૂછ પર હાથ કયાંય પર પીડ ન જાણી,
ધરી મૂછ પર હાથ દીન પર દયા ન આણી,
તો છે ન મૂછ તે પૂછ છે જીવન ઉરમાં આણીએ,
નહિ વચન, લાજ, નહિ સ્નેહ, સત; તે મુખ મૂછ ન જાણીએ.

---

## ૧૪

# ઋતુઓનું વર્ણન

(ચોપાઇ)

શિયાળે શીતળ વા વાય, પાન ખરે ઘઉં પેદા થાય;
પાકે ગોળ કપાસ કઠોળ, તેલ ધરે ચાવે તંબોળ.
ધરે શરીરે ડગલી શાલ, ફાટે ગરીબ તણા પગ ગાલ;
ઘટે દિવસ ઘણી મોટી રાત, તનમાં જોર મળે ભલી ભાત.
ઉનાળે ઉંડાં જળ જાય, નદી સરોવર જળ સૂકાય;
પામે વનસ્પતિ સૌ પાન, કેસૂડાં રૂડાં ગુણવાન.
ચંદન પંખા પ્યારા રોજ લાગે બાગ પુવારા હોજ;
બોલે કોયલ મીઠા બોલ, તાપ પડે તે તો વણતોલ.
ચોમાસું તો ખાસું ખૂબ, દીસે દુનિયા ડૂબાડૂબ;
લોક ઉચારે રાગ મલાર, ખેતર વાવે ખેતીકાર.
ચંપા ચંબેલી જૂઇ જાય, ફૂલ ગુલાબ ભલાં ફૂલાય;
છત્રી ચોમાસે સુખમાટ, ચાખડીઓ હીંચોળા ખાટ.

કવિ દલપતરામ

## ૧૫

## ઉદ્યમ

(મનહર)

ઉદ્યમથી એકલો હજારને હઠાવી દીએ,
ઉદ્યમથી ધન ધાન્ય ધાર્યું મેળવાય છે;
ઉદ્યમથી રાજ અધિકાર કાંઈ દૂર નથી,
ઉદ્યમથી વશ દેવ દાનવ કરાય છે;
ઉદ્યમથી વિપત્તિઓ તરત વેરાઈ જાય,
ઉદ્યમીઓ ધૂળમાંથી સોનું શોધી જાય છે.
ઉદ્યમને અરે બાળ જાણ તું તો કામધેનુ,
ચિંતવ્યા પ્રમાણે લાભ અપાર પમાય છે.

---

## ૧૬

## પોલું છે તો વાગે છે!

(મનહર)

એક સૂમ શેઠ કને આવ્યો કોઈ કળાધારી
શરણાઈ વગાડીને શીખ કંઈ માગે છે.
ડોકલી ધુણાવી શેઠ ખાલી થતી જોઈ વેઠ,
પેલે જાણ્યું તાન ઠેઠ કાળજામાં લાગે છે!

ગાયન પૂરૂં કરીને વાહવાહ બોલ્યો વળી,
આપ જેવા શેઠીઆથી દુઃખ મારૂં ભાગે છે;
દોટ કાઢી દાસ પેરે શેઠ તો સાંબેલું લાવ્યા,
આને તો વગાડ જોઉં, પોલું છે તો વાગે છે !

દલપતરામ

---

## ૧૭

## ઉંટનાં અઢારે વાંકાં !

(મનહર)

ઉંટ કહે આ સમામાં વાંકાં અંગવાળાં ભૂંડાં,
ભૂતળમાં પશુઓ ને પક્ષીઓ અપાર છે !
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર છે !
હાથી તણી સૂંઢ વાંકી વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં શિંગડાંનો ભાર છે !
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે !

# ૧૮

# 'એજ મા છે મુજ તણી'

(હરિગીત)

"બા ! કેમ કરીને ભીંત માથે ત્યાં ચડી બેસી ગઇ ?
ને કેમ ક્યારે કાચમાં બા ! કારમી પેસી ગઇ ?
કહી દે મને તું ! જવાબ વણુ કયમ એક ટશ જોયા કરે ?
પૂછયા કરૂં છું ક્યારનો પણ કેમ કાન નહીં ધરે ?
મુજ બાપુએ કાલે મને તું આવવાનું કહ્યું હતું,
ડાહ્યો થયો છું ત્યારથી, તોફાન સર્વ તજ્યું હતું.
હુંથી રિસાઇ તોય કાં બા! તું અબોલ ઉભી તહાં ?
તેડી મને લે બા ! હવે, વા'લો મને કરને હવાં.
ચાલી ગઈ હતી રાતમાં છાની મને તું છેતરી,
ઉઠું તહાં તું નહીં–તેની રીસ તો મુજને ખરી.
આ ઠીક બાપુએ કર્યું–પૂરી બીલોરી પાંજરે,
મૂકી મને શી રીત તું ચાલી હવે જાશે ખરે !"
"બાપુ ! નથી બા બોલતી:"–આવી કહે છે તાતને,
"ઉભી ઉભી ટગટગ જુએ છે, પણ જવાબ ન દે મને.
બોલાવું પણ બોલે નહીં, ખીજ્યા હશો તમ એહને,
નહિ તો કદિ તેડી ચુમી લીધા વિના ન રહે મને."

"બેટા ! નથી ખીજ્યો કદિ હું, કર્મ કે' ખીજ્યું દીસે !
ચાલી ગઈ એ તો ગઈ, આ તો ઉભેલ બીજુંજ છે."
" ના, એજ મારી બા ખરે ! ને એજ મોઢું ગોળવું,
છે આંખ, નાક, શરીર, સાળું–એજ કેમ ન ઓળખું ?
કહેતી હતી હા, બ્હેન પણ કે–બા ઉભી છે આપણી,
પૂછી જુઓ સૌએ કહે છે–એજ મા છે મુજ તણી."
"આ બા નથી તારી, પરંતુ આ છબી છે તેહની,
જોને જરાયે બોલ ચાલ દિસે નહીં એ દેહની !"
"મુજ બા ગઇ તે દી તમારી આંખ થઈ રાતી હતી,
ને આવતાં ખીજ્યા હશો, માટે મુંગી તે તો ઉભી.
પૂરી તમે વળી પાંજરે, લટકાવીને ટાંગી વળી,
તે કેમ હાલે કેમ ચાલે ? કેદમાં જકડી પડી !
છબી હોય તો સાળુ અને કમખો પહેરે કયાં થકી ?
તે કેમ કરી સામું જુવે ? છબી ન્હોય, પણ છે બા નકી."

રસિક

---

૧૯

## 'પાણી પહેલી ચણીએ પાળ'

(ચોપાઈ)

કરીએ દિવસે એવું કામ, રાતે રહીએ કરી વિરામ;
સાલે નહિ અંતરમાં સાલ, પાણી પહેલી ચણીએ પાળ

જોબનમાં રાખીને જોર, કરીએ ઉદ્યમનો અંકોર;
હોય ન વૃદ્ધપણે બેહાલ. પાણી પહેલી ચણીએ પાળ.
જીવ શરીરનો છતાં સંજોગ, એવો કરી લઇએ ઉદ્યોગ;
સ્વર્ગ વિષે સુખ મળે વિશાળ, પાણી પહેલી ચણીએ પાળ.
ઉનાળે શિયાળે એમ, તેવો ઉદ્યમ કરીએ તેમ,
વસીએ સુખમાં વર્ષાકાળ, પાણી પહેલી ચણીએ પાળ.
લાગે જ્યારે ઘરમાં લા'ય, ખોદે કૂવો નહિ ખોદાય;
સદા પ્રથમ કરીએ સંભાળ, પાણી પહેલી ચણીએ પાળ.
ચોમાસે પાસે ને દૂર, પ્રવાહ પાણી ચાલે પૂર;
તે ટાણે ખોદાય ન ખાળ, પાણી પહેલી ચણીએ પાળ.
શિયાળે રજનીને અંત, ટાઢ પડે તે તો અત્યંત;
તેજ વખત ન વણાયે શાલ, પાણી પહેલી ચણીએ પાળ.
ઉનાળે વનમાં આથડે, પછી પૂરો તડકો ત્યાં પડે;
ત્યાં ન મળે છત્રીનો તાલ, પાણી પહેલી ચણીએ પાળ.
અવસર ચુકયો આવે નહિ, વેળાનાં ફળ મળવાં કહીં;
ફેર રતે ફાલે નહિ ફાલ, પાણી પહેલી ચણીએ પાળ.

દલપતરામ

## ૨૦

# સોબતની અસર

(મનહર)

ગંગામાં ગયું જે જળ, ગણાયું તે ગંગાજળ;
ગટરમાં ગયું જળ, ગંદું તે ગણાયું છે.
ખારે દરિયે ગયું તે, ખરેખરૂં ખારૂં થયું;
છાશમાં પડયું તે છાશરૂપ થઇ છણાયું છે.
શેલડીએ શોષ્યું થયું શેલડીના રસરૂપે;
ચૂનામાં ભળ્યું તે ચૂનારૂપ થઇ ચણાયું છે.
એકજ આકાશની પેદાશ દલપત કહે;
જેવા જેવા જોગ થયો તેવું તે જણાયું છે.

દલપતરામ

---

## ૨૧

# (કન્યાશાળા માટે) ગાય માતા

(ગરબી-ચોચોકા)

લાગે મને ગાય તું ઘણી વા'લી,
ઓ ગોરી ગરીબ, ને ગુણવાળી ! લાગે.
તારૂં રૂપ મને રૂડું લાગે;
મુખ જોતાં ભૂખ બધી ભાગે. લાગે.

ધોળું અંગ ને શિંગડીઓ કાળી;
આંખ રાંકડી, કાળી હેતાળી. લાગે.
તારે કંઠે, ઘંટડી ઘણુઘણુતી;
ચારે ચરણે, ઝાંઝરી ઝણુઝણુતી. લાગે.
ગોવાળેથી, પાછી તું વળતી;
ત્યાં ભાં, ભાં, ભાં, ભાવે ભણુતી. લાગે.
આપે ઉથલો વાછરડું થન થનતાં;
પેસે પોળમાં પ્રેમે તે તું સુણુતાં. લાગે.
હીંડે હરખે ઉછળતી તું ઘેલી;
તોએ કોને, મૂકે ન તું ઠેલી. લાગે.
વાટે બેઠાં બાળ બચાવી લે;
એવી ડાહી દયાળુ તું દીલે. લાગે.
મારનાર ઉપર પણુ તું ભારે;
નથી કરતીજ રીશ અતિશય કયારે. લાગે.
તેં તો ધર્મનો મર્મજ પરમ લહ્યો;
ગૂઢ ગરીબપણુનો ગુણુ ગ્રહ્યો. લાગે.
તું તો રોજ, પરોપકારે રાજી;
તારો જશ જગમાં છે રહ્યો ગાજી. લાગે.
તું ધોળી ને ધોળું દુધ તારૂં;
ગુણુકારી, સ્વાદભર્યું સારૂં. લાગે.

દહીં, દુધ, ઘી, માખણને છાસ;
જેમાં સર્વ સ્વાદ તણો વાસ. લાગે.
એ પાંચે અમૃત પૃથ્વી પર જે;
તે અમ અર્થે તું તો સરજે. લાગે.
બર્ફી, ને પેંડા ને માવો;
બાસુદી શીખંડનો બડો લ્હાવો. લાગે.
તે તો તારી પ્રસાદી, ઓ સુખદાતા!
**ગાય** માતા તું સાચીજ માતા. લાગે.
તારા પ્રેમનો પાડ હું કેમ વાળું ?
આવ આવ હું હેતે પંપાળું. લાગે.
તારી શિંગડી સુંદર સિંદુરે;
રંગે સોને શણગારૂં હું રે. લાગે.
કરૂં ચાંદલો ને ચોખા ચોડું,
ફૂલ હાર પહેરાવી નિરખું મોઢું. લાગે.
ધન ધન ધેનુ! રૂપ ગુણધામ;
ગુણ **ગાયના** ગાય નવલરામ. લાગે.

સ્વ. નવલરામ

---

## ૨૨
# કોરી કેળવણી
### ( ગરબી )

શું કરશે સારૂં બેન, કોરી કેળવણી;
સદ્‌ગુણુની નહિ જો હોય, સાથે મેળવણી. ટેક

મા બા ભૂ પા શીખ્યાં સારૂં, લખવામાં હુશિયાર રે;
ઇતિહાસોમાં ચુક ન એકે, ચિત્ર વિચિત્ર અપાર–કોરી.
ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભૂગોળ શીખ્યાં ભાવે રે;
સારી વાચક જોડણી કરતાં, ખોટ ન એકે આવે–કોરી.
મોતીના દાણા સરખા પણ, શીખ્યાં અક્ષર સારા રે,
ભૂત ભરમની વાતો ભૂલ્યાં, જાણ્યા જુગતા ધારા–કોરી.
પાંખાં પટકુળ પે'રી અંગે ઘણાં ઘરેણાં ઘાલી રે;
દેશ દેશની વાતો કરતાં, શીખ્યાં પાડી તાળી–કોરી.
સભાપતિની સન્મુખ ઉભી, શીખ્યાં ભાષણ ભણતાં રે;
શીખ્યાં સારા સરવાળા કે ગુણાકારને ગણતાં–કોરી.
ખાટ પલંગ ખુરશીએ બેઠાં, મોજમજા બહુ માણી રે;
દીન જનોને દુઃખીઆં દેખી, દયા ન દીલમાં આણી–કોરી.
સારૂં સારૂં ખાતાં લેતાં, શીખ્યાં સૌથી સારૂં રે;
સુજનપણું જાવાનું, જાણે, વાગે આજ નગારૂં.–કોરી.

વિવેકીઓ ને વૃદ્ધ જનોને, મોટાંઓ પણ માને રે;
તેને અતિ તપાવા શીખ્યાં, ઉદ્ધતાઇ અપમાને–કોરી.
મળે વિનય વિદ્યાથી એવાં, વચન વિવેકી કે' છે રે;
તે વચનોને ભણે ગણે છે, તેમ છતાં લજવે છે–કોરી.
ભણી ગણીને જે કરવાનું, તે તો રે'છે અળગું રે;
નહિ શીખ્યાનું તે શીખે છે, એવું સંકટ વળગ્યું–કોરી.
સાર ભણીને જે લેવાનો, તે તો રે'છે દૂર રે;
દેશ સુધારક નરનું તેથી, જાયે ઉતરી શૂર–કોરી.
બાલ યુવા વૃધ્ધાવસ્થાને, સફળ કરે જો બેનો રે;
તો આ વિશ્વ વિષે લીધેલો, સફળ જન્મ છે તેનો–કોરી.
કેશવ પ્રભુને કરજોડીને, મોંઘી કહાણી કહું છું રે;
સમજી લેશો સાર સર્વનો, આશિષ એવી દઉં છું–કોરી.

કેશવકૃતિ

---

## ૨૩
## રાધાકૃષ્ણ વિના બીજું બોલ માં

પદ

બોલ માં બોલ માં બોલમાં રે !
રાધાકૃષ્ણ વિના બીજું બોલ માં.
સાકર શેરડીનો સ્વાદ તજીને,
કડવો લીમડો ઘોળ માં રે ! રાધા૦

થાંદા સુરજનું તેજ તજીને,
આગીઆ સંઘાતે પ્રીત જોડ માં રે ! રાધા૦
હીરા રે માણેક ઝવેર તજીને
કથીર સંઘાતે મણિ તોલ માં રે ! રાધા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
શરીર આપ્યું સમતોલમાં રે ! રાધા૦

મીરાંબાઇ

---

## ૨૪

## મહેમાનોને

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાયજો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે;
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી !
લેશ ન લીધો લલિત ઉરેનો લ્હાવજો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

કાન્ત

## ૨૫

## ફૂલવાડી

પીપળ પાન ખરંતાં હસતી કુંપળીયાં,
મુજ વીતી તુજ વીતશે ધીરી બાપુડીયાં.

*　　*　　*

હલકા જન હલકા રહે, લીયે પલકમાં લાજ;
ઉતરાવે છે પાઘડી, માંકડ ભરી સમાજ.

*　　*　　*

ઉત્તમ ખેતી મધ્યમ વેપાર,
કનિષ્ટ ચાકરી, નફ્ફટ ભીખ.

*　　*　　*

શરીરે સુખી તો સુખી સર્વ વાતે,
શરીરે દુઃખી તો દુઃખી છે સદા તે.

*　　*　　*

દયા ધર્મનું મૂળ છે, પાપ મૂળ અભિમાન,
તુલસી દયા ન છાંડીએ જ્યાં લગી ઘટમાં પ્રાણ.

*　　*　　*

નામ રહંતાં ઠક્કરો, નાણું નવ રહંત,
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નવ પડંત.

*　　*　　*

તુલસી પંખીડાં પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કરે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.

તુલસી ધીરજ મન ધરો, હાથી મણભર ખાય,
ટુકડો રોટી કારણે શ્વાન ઘરોઘર જાય.

* * *

સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ,
ગયો વખત આવે નહિ, ગયા ન આવે પ્રાણ.

* * *

તુલસી હાય ગરીબની કદી ન ખાલી જાય,
મુઆં ઢોરનાં ચામથી લોઢું ભસ્મ થઇ જાય.

* * *

આવ નહિ આદર નહિ, નહિ નેનમાં નેહ,
એ ઘર કદી જઇએ નહિ, કંચન વરસે મેહ.

* * *

તરે તરણ ને તુંબડું, તરે ગાય ને વા'ણ.
તરે ભાગ્યશાળીનું પુણ્ય ને, ન તરે પાપી ને પા'ણ.

* * *

સતીઆ સત નવ છોડીએ, સત છોડે પત જાય,
સતની બાંધી લક્ષ્મી તે, ઘર ઘર ફેરા ખાય.

* * *

જે નગરીમાં દયા ધરમ નહિ,
તે નગરીમાં રહેવું શું ?

---

રઘુપતિ રાઘવ રાજારામ !
પતિતપાવન સીતારામ !

## ઉખાણા

પત્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય,
અડધું અંગ ફરે પુદડી, એનું એઠું સૌ કો ખાય?
—ઘંટી.

પાંચ વેંતની પુતળી, મુખ લોઢાના દંત,
નારી સંગે નીત રમે, તમે ચતુર વિચારો ચંત?
—સાંબેલું.

નારી ફીટી નર થયો, શૂરા પહેલો ઘાય,
આઠ માસ રણ ભોગવી, પાછો નાર થઇ ઘર જાય?
—ગોફણનો ગોળો. (માટીનો)

જળમાં પેસી ઘર કરે, ઝાઝા જળમાં નહાય,
મોઢું વાઢે નહિ મરે, ખાલી એંચે જીવ જાય.
—ડાંગર.

વેંત જેવડી વરખડી, ઢાલ જેવડાં ફૂલ,
કાચાં કેળાં ઉતરે, પાકયા પછી મૂલ?
—કુંભારનો ચાક.

ખાય તેનો ખુણો, પીએ તેનું ઘર,
સુંઘે તેનાં લુગડાં, ત્રણે બરાબર?
—તમાકુ.

બત્રીસ ગોલા ખાંડે, લૂલી બાઇ સંકોરે?
—દાંત ને જીભ.

# કહેવતો

આપ સમાન બળ નહિ, મેઘ સમાન જળ નહિ.
કીડીને કણ ને હાથીને મણ.
ટકે શેર ભાજી ટકે શેર ખાજાં.
લાડી પાડીનાં નીવડયે વખાણ.
પુત્રનાં લક્ષણ પારણામાંથી.
અકરમીનો પડીયો કાણો.
ન બોલ્યામાં નવ ગુણ.
એક નન્નો સો દુઃખને હણે.
અંધા આગળ આરસી ને બહેરા આગળ શંખ.
ખાળે ડુચા ને બારણાં ઉઘાડાં.
જેવાં ભાઈનાં મોસાળાં તેવાં બેનનાં ગીત.
તેજીને ટકોરો ને ગધેડાને ડફણાં.
દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય.
રોતો જાય તે મુઆની ખબર લાવે.
પારકી મા કાન વીંધે.
જુવાનીનું રળ્યું ને રાતનું દળ્યું.
ટીપે ટીપે સરોવર ભરાય.
કાંકરે કાંકરે પાળ બંધાય.
સંપ ત્યાં જંપ.

# અનુક્રમણિકા

ખંડ ૧ લો (ધો. ૨ જું) ખંડ ૨ જો (ધો. ૩ જું)

બાલ-વાડી (ભાગ ૧ લો)
રાષ્ટ્રીયશાળાઓના બાળવર્ગ અને પહેલા ધોર-
માટે કવિતાઓનો સંગ્રહ કિં. ૦—૧

બાલ-વાડી (ભાગ ૨ જો)
બીજા અને ત્રીજા ધોરણ માટે કવિતાઓ
સંગ્રહ કિં. ૦—૨

બાલ-વાડી (ભાગ ૩ જો)
ચોથા અને પાંચમા ધોરણ માટે કવિતાઓ
સંગ્રહ કિં. ૦—[illegible]

મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક પ્રઃ
દરેકે વાંચવા લાયક પુસ્તક કિં. ૦—૪

ભૂગોળનો અભ્યાસક્રમ અને તેની સમજુતી
કિં. ૦—૧—૬

બાલ-પ્રાર્થના—સુંદર સુંદર પ્રભુપ્રાર્થનાઓનો
સંગ્રહ કિં. ૦—૧—૩

લોકગીત—બહાર પડી ચુકયાં છે. સંગ્રાહક સ્વ૦
ભાઈ રણજીતરામ, વાવાભાઈ
કિં. ૦—[illegible]—૦

મળવાનું ઠેકાણું સુરતના બુકસેલરો અને—
રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય
લીમડાચોક, સુરત

આ બાલ-વાડીનું પુસ્તક સુરત ચૌટાના પુલપર ? પાસે આવેલા 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું. અને કલ્યાણજી વિઠ્ઠલ મહેતાએ લીમડાચોકમાંથી પ્રસિદ્ધ કર્યું.